॥ ॐ ॥

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ

# પૂસ્ત્રીપુત્ર.

નાટકના ગાયનો તથા ટુંકસાર.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**
માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.
હાલ મુકામ-ભીકાંટા આલફ્રેડ થીએટર-અમદાવાદ.

---

કીંમત ૪ આનો.

॥ ૐ ॥

तत्सत् परमात्माने नमः

# પૃથ્વી પુત્ર.

નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

## શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામઃ-ધી કાંટા ઑલફ્રેડ થીએટર,—અમદાવાદ.


શ્રી "મનહર" પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

ઠે. પાનકોરના નાકે—અમદાવાદ.

આવૃત્તિ ૭ ]   સને ૧૯૨૧   [ પ્રત ૧૦૦૦૦


કીંમત ચાર આના.

# પ્રયોજકની નમ્ર વિજ્ઞાપના.

સુજ્ઞ મહાશયો ! મારી નાટકની કારકીર્દીથી આપ સંપૂર્ણ જાણીતા છો એટલે એ વિષયમાં વધુ લખવુ નિરર્થક છે. નાટક કંપનીની ડાયરેક્ટરશીપ સ્વીકાર્યા પછી ઘણા વર્ષોથી હૃદયમાં એ ભાવના હતી કે એક સારી ધાર્મીક વસ્તુ મારે હાથે તૈયાર થાય તો જૈન સમાજની એક અમુલ્ય સેવા બજાવાય. પરમકૃપાળુ પરમાત્માએ મારી એ આશાને આજે ફળ આપ્યું છે.

પ્રસ્તુત નાટકની વસ્તુ શ્રીમદ્‌ભાગવતમાંથી શોધી સ્વતંત્ર ઉપજાવી રંગભૂમીને અનુકુળ કરી છે તેમાં કોઇ જાતના ગુણ દોષ હોય તે હંસવૃત્તિ રાખી ક્ષીરનીર ન્યાયે ગ્રહણ કરશો. નાટક રચવામાં મને મારા પરમ મિત્ર રા. હરિહર દિવાના, રા. પ્રભુલાલ દયારામ દ્વિવેદી રા. નારણદાસ મોતીરામ નાયક અને કવિ રામજીભાઈ કવિતા રચવામાં રા. રઘુનાથ ટી. બ્રહ્મભટ્ટ, તેમજ રૂપકલા ટી. તારકસ અને મી. જીવનરાય વીઠ્ઠલદાસ બી. એ. એલ.: એલ. બી. વગેરે લેખકોએ જે અમૂલ્ય મદદ કરી છે તે માટે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

'શ્રી આર્ય નૈતિક નાટક સમાજમાં મારે હાથે તૈયાર થયેલા સતી તોરલ, પુંડલીક, પદ્માવતી, સૂર્યકુમારી, સ્વદેશ સેવા ઇત્યાદિ

નાટકોની યોગ્ય કદર કરી જેમ મુંબઈની કદરદાન પ્રજાએ 'મારી સેવાવૃત્તિ ઉજવળ બનાવી છે તે પ્રમાણે આ નાટક કંપનીમાં મારે હાથે તૈયાર થયેલા આ 'પૃથ્વીપુત્ર' નાટક પ્રેક્ષકો યોગ્ય કદર કરી મારા પ્રયત્નને કૃતકૃત્ય કરશે તો પ્રયાસની સફળતા માનીશ.

આ નાટ્ય પ્રયોગને દીપાવવા માટે 'શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ'ના કદરદાન માલીક શા૦ ચંદુલાલ હરગોવનદાસ શાહ તેમજ શા૦ વાડીલાલ હરગોવનદાસ શાહે સીનસીનરી તથા ડ્રેસ પાછળ યોગ્ય ખરચ કરી આ નાટકને શોભાવવામાં જે શ્રમ લીધા છે તેને માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું

વિક્ટોરીયા થીએટર
મુંબઈ.
તા૦ ૧૦—''—૨૦

પ્રજાનો નમ્ર સેવક.
મુળચંદ વલ્લભ નાયક.

# પૃથ્વી પુત્ર નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ વર્ગ.

શ્રીકૃષ્ણ.... ...જગત રંગભૂમી ઉપર આ પાત્રના પરિચય જરૂર નથી.

ભૌમાસુર . .પૃથ્વીનો પુત્ર; પ્રાગજ્યોતિષપુરનો રાજા

ભગદત્ત ... ....ભૌમાસુરનો પુત્ર

મહાબળ ....મણીગઢનો નરેશ

મૂર .... ....ભૌમાસુ નો એક સેનાપતિ

રમાનાથ ...એક જાગીરદાર

ચંદ્રક .... ....ભગદત્તનો વિનોદી મિત્ર

બદબદ... ....એક પહેલવાન

ચકોર .... ....ચંદ્રકનો નાનો ભાઇ

નિર્મળ.... ...જાગીરદાર રમાનાથનો પુત્ર

ઉપરાંત—સનિકો, અસુરો, ઋષીમુનીઓ, સાધુઓ, પ્રજાજનો વિગેરે.



# સ્ત્રી વર્ગ.



પૃથ્વીદેવી ...

ભગવતી ....મહાબળની પુત્રી, ભગદત્તની પ્રિયતમા

મંજુલા ....મહાબળની રાણી

રૂક્મિણી
સત્યભામા } ....શ્રીકૃષ્ણની પટરાણીઓ

ચંદ્રિકા.... ....ભગવતીની દાસી પછીથી ચંદ્રકની પત્ની

ચકોરી.... ....ખદ્‌ભદની બ્હેન

ગંગા... ....જાગીરદાર રમાનાથની પત્ની

ઉપરાંત—દાસીઓ, સખીઓ, વારાંગનાઓ ઈત્યાદિ

સ્થળ—પ્રાગ્જ્યોતિષપુર, મણીગઢ અને દ્વારામતિ ઈત્યાદિ



શ્રી

# પૃથ્વી પુત્ર.

## નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષેપ શાર.

## અંક પહેલો.

### મંગળાચરણ અને વસ્તુ સૂચન.

પ્રવેશ પહેલો—મણીગઢ—નરેશ મહાબળની પુત્રી ભગવતી સખીઓ સાથે હાસ્ય વિનોદ કરી રહી છે ત્યાં દુનિયાના અનેક રાજ્યોપર વિજય મેળવનાર ભૌમાસુરના સંદેશા સંબંધી ચર્ચા કરતા મહાબળ અને મંજુલા પ્રવેશ કરે છે ભૌમાસુરે કન્યાની માગણી કરેલી હોવાથી યુદ્ધનું કારણ પોતેજ છે એમ માની ભગવતી આત્મ સમર્પણ કરવા વિનવે છે પણ તેને દીલાસો આપી મહાબળ યુદ્ધનોજ નિશ્ચય જણાવે છે જેથી પોતાને માટે થતું યુદ્ધ અટકાવવા ભગવતી છુપી રીતે ભૌમાસુરની છાવણી તરફ જાય છે પછી મહાબળ અને મંજુલાની સંગ્રામની તૈયારી.

પ્રવેશ બીજો—વિચારગૃહ—અનેક રાજ્યોપર વિજય મેળવવાથી ફુલાએલો બાકી રહેલા મણીગઢના નાના રાજ્યને કચડી નાખવા ધારતો [illegible] ભૌમાસુર પૃથ્વીના નકશા તરફ જોતો બેઠેલો છે ત્યાં સુમીત્ર

બાધમાં વિષ્ણુ સ્વરૂપનાં દર્શન થવાથી ઈન્દ્રત્વ છે અને કોઈ રીતે તેનો વિનાશ કરી પોતાને ઈશ્વર નરોક ઓ ખાવાની ખોટી ધારણા બાંધે છે ત્યાં તેનાજ પાપના ભારથી પડતા પૃથ્વી દેવીનું પ્રગટ થવું. પૃથ્વી પુત્ર છતાં પૃથ્વીપતિ થવા ... ભોમાસુરને માતાના શીખામણ પણ અભિમાનના જોરમાં તે શીખામણ પ્રત્યે તિરસ્કાર ત્યાં યુદ્ધના સમાચાર આપવા ભગવતીનું આવવું. અને પૃથ્વીની શીખામણને ઘેલછા ગણી કાઢી પિતાપુત્રનું દિગ્વિજય કરવા જવું જેથી કુપુત્ર પુત્ર કરતા અપુત્ર ... ઇચ્છનારી પૃથ્વી દેવીનો સંતાપ (સીન ટ્રાન્સફર)

પ્રવેશ ત્રીજો- છાવણી—ભગદત્ત પોતાના સરદારો સાથે મસલત કરી રહ્યા છે ત્યાં મહાબળે યુદ્ધનું કહેણ સ્વીકાર્યાના ખબર લઈ ચંદ્રક આવે છે જેથી યુદ્ધના ઠરાવ અને રાત્રીનો આરામ ત્યાં સંગ્રામનું કારણ નિર્મૂળ કરવા ભગવતીનું આવવું નિન્દ્રિત ભગદત્તને જાગૃત કરતાં બન્નેનું પ્રથમ મિલન, ક્ષણીક મોહ દર્શન અને વિતંડાવાદ તેમાં ભોમાસુર સોળ હજાર એકસો રાજકન્યાઓને પરણવાના લીધેલા પ્રતિજ્ઞા પુરી ન થવા દેવા અને તેની માતાના માથાપરથી હજારો ... ... ... ભગવતી ભગદત્તને ઉશ્કેરે છે અને ભગદત્તને પણ એ વાત ... લાગતા પિતાની પ્રતિજ્ઞા પૂરી ન થવા દેવાનો નિશ્ચય. પછી બન્નેના હૃદયમાં પ્રેમાંકુરનો ઉદ્ભવ તેટલામાં મહાબળ છાવણી પર હુમલો કરવો, નિમકહલાલ સેવક ચંદ્રકના મદદથી ભગવતી અને તેની ચંદ્રિકાનું નાસી જવું અને યુદ્ધમાં મહાબળ સ્વરૂપ ... ... છે.

ટેબ્લો

પ્રવેશ ચોથો—ચંદ્રકનું ઘર— બારી ઉપરથી નાસતાં ખાડામાં પડી જવાથી બેહોશ થયેલી ચંદ્રિકાને લઈ ચંદ્રક પ્રવેશ કરે છે. કેટલાક ઉપચાર કર્યા પછી શુદ્ધિમાં આવતાં ઉપકારના બદલામાં પોતાનું હૃદયદાન આપવા તૈયાર થાય છે જેથી મનમાં હા અને મોઢેથી ના કહેવાની ચંદ્રકની ટેવવાળા તેના નાના ભાઈ ચકોરની ટીખળ, ચંદ્રિકાની ચતુરાઈ અને પરિણામે ચંદ્રક તથા ચંદ્રિકામાં સ્નેહ બંધન.

પ્રવેશ પાંચમો રણભૂમી—મૃત યોદ્ધાઓના શબનું સિંહાસન બનાવી ભૌમાસુર બેઠો છે ત્યાં મહાબળ વેશ રહેલી મંજુલાને સૈનિકો મહાબળ જાણી કેદ કરી લાવે છે તેની સાથે વિતંડાવાદ થતાં મંજુલાની ચાલાકી પકડાઈ જાય છે જેથી ભૌમાસુરનો ક્રોધ. મહાબળનું અચાનક આગમન, ભૌમ સાથે દ્વંદ્વ યુદ્ધની માગણી અને ભગદત્તના આગ્રહથી દ્વંદ્વ યુદ્ધનો સ્વીકાર.

પ્રવેશ છઠ્ઠો—ઉદ્યાન—ભગવતમાં મુગ્ધ બનેલી ભગવતી અને સખીઓની પ્રેમચેષ્ટા ત્યાં છુપી રીતે આવેલો સેનાપતિ ક્રૂર ભગદત્ત અને ભગવતીને સ્નેહ સબંધ જાણી જાય છે તે જરૂર ભૌમાસુરને જણાવશે અને પ્રેમી બંનેના ઉપર કાંઈ આફત આવશે એવા ભયથી ચંદ્રક સાધુ વેશે આવી બંનેનો હસ્તમેળાપ કરી દે છે. આ કાર્ય કર્યા પછી ભગદત્તને ભૌમાસુરથી સાવચેત રહેવાનું હોવાથી તેની ગેરહાજરીમાં જીવના જોખમે ભગવતીને માતા ગણી સંભાળવાની નીમકહલાલ નોકર ચંદ્રકની કબૂલાત.

પ્રવેશ સાતમો—અખાડો— ભગદત્તને ન્યાયાધીશ નીમી ભૌમાસુર અને મહાબળનું મલ્લયુદ્ધ તેમાં વિજય પામતા મહાબળનો ભૌમને

’નથી કપટથી વાઘ નખ વડે સંહાર. નિષ્પક્ષપાતી ભગદત્ત મહાબળ નેજ વિજયી ઠરાવે છે પણ પોતાનેજ વિજયી માનનારો અભિમાની ભૌમ તેના ન્યાયની કે પોતે કરેલા લખતની જરાપણ પરવા કરતો નથી. ત્યા મૂર ભગવતી અને ચંદ્રકને પકડી લાવે છે. ભૌમ ચંદ્રકને મુગ્છકારી જીવતો જવા દે છે પણ ભગવતી પોતાની પુત્રવધુ છે એમ જાણવા છતાં પણ તેનાપર અત્યાચાર વર્તાવે છે તે અસહ્ય થવાથી ભગદત્તનો ક્રોધ, પિતા પુત્રનું વાક્યયુદ્ધ પરિણામે તરવારો ખેંચાય છે અને પિતા પુત્રને મારવા ધસે છે ત્યાં પૃથ્વી પ્રગટ થઇ ‘શ્રી કૃષ્ણ તેનો સંહાર કરશે’ એવો ભૌમાસુરને શ્રાપ દઇ ભગદત્ત અને ભગવતીને સાથે લઇ અદ્રશ્ય થઇ જાય છે. ટેબ્લો.

---

# અંક ૨ જો.



પ્રવેશ પહેલો—કૃષ્ણ મંદિર-રૂકિમણી સત્યભામા અને કૃષ્ણનો પ્રણય કલહ ચાલી રહયો છે ત્યાં પાપના ભારથી પીડાતી પૃથ્વી પોતાના પુત્ર ભૌમાસુરના મૃત્યુની માગણી કરે છે. થોડાજ સમયમાં પુણ્ય પૂરાં થયે અવશ્ય સંહાર થશે એવું આશ્વાસન મળતાં ભગદત્ત અને ભગવતીને કૃષ્ણના આશ્રયમાં સોંપી પૃથ્વી અદ્રશ્ય થાય છે પછીથી કૃષ્ણના શબ્દોથી ધર્મ રક્ષા માટે ભગદત્તનું ઉત્સાહિત થવું પિતાની સામે થવાનો ઠરાવ અને ભગવતીને સત્યભામાના આશ્રય માં સોંપી પ્રાગજ્યોતિષપુર તરફ બહાર જરી વિદાયગિરિ.

પ્રવેશ બીજો—ઉપવન—ભોગના ભયની પર્વતોની ઓથે ખુપાઇ દુષ્કાળ નિવારણાર્થે ઋષી મુનીઓ યજ્ઞ કરી રહ્યા છે ત્યાં ભીમાસુર આવવાના ખબર લાવેલો ચંદ્રક તેમને જલ્દી યજ્ઞની સમાપ્તિ કરી લેવાનું કહે છે તેટલામાં અશ્વને બદલે ઋષિઓ પાસે રથ ખેંચાવતો ભીમ પ્રવેશી યજ્ઞ બંધ કરવાની અને તેમ ન થાય તો ગૌવધ કરવાની ધમકી આપે છે કિંતુ ગાયને માતા ગણી તેનો વધ ન કરવાનો ઉપદેશ આપતા બ્રાહ્મણો પોતાના નિશ્ચયમાં દ્રઢ રહે છે જેથી ગૌવધની આજ્ઞા, એક ધીર સૈનિકે તે આજ્ઞાનો કરેલો ઇન્કાર જેથી તે સૈનિકનો સંહાર, ઋષીમુનીઓને મારી નાંખવાની તૈયારી ત્યાં યજ્ઞકુંડમાંથી યજ્ઞનારાયણનું પ્રગટ થવું તેને કૃષ્ણ જાણી તેનાપર ભીમના ત્રીશુળનો પ્રહાર અને તેની સામે સુદર્શન ચક્ર બન્ને અમોઘ શસ્ત્રોની અથડા અથડી અને અનલ વૃષ્ટિ. ટેબ્લો.

પ્રવેશ ત્રીજો—જંગલ—ચિંદ્રકા અને ચકોરને સાથે લઇ મિત્રની શોધમાં નીકળેલો ચંદ્રક સાધુઓના મંડળમાં આવી ચઢે છે અને અનેક પ્રકારની ટીખળથી ગમ્મત મેળવી પાણી પીવાનું વાસણ ન હોવાથી સાધુની તુંબડી ઉઠાવી રસ્તે પડી જાય છે પણ સાધુઓને તેની ખબર પડી જતાં ચંદ્રકને પાછો પકડી લાવે છે જેથી ભોળા સાધુઓ અને પ્રપંચી ચંદ્રકની રમુજી તકરાર.

પ્રવેશ ચોથો—જાગીરદારનું મકાન—દુરાચાર અને દુષ્કર્મો વધી જવાથી ઉપરા ઉપરી દુષ્કાળ પડવા લાગ્યા અને જ્યાં હતું ત્યાંથી અનાજ ભીમાસુરે લુટી લીધું જેથી છતી લક્ષ્મીએ શ્રીમંતોને પણ ભુખે મરવાનો સમય આવેલો હોવાથી પોતાના કુટુમ્બનું ભરણ

પોષણ કરવામાં અશક્ત નીવડેલો લક્ષાધિપતિ જાગીરદાર રમાનાથ ભુખમરાથી ઘેલો બની ગયો છે ત્યાં તેની પત્ની ભુખે મરતાં નાનાં બાળકને બચાવવા રાજરસોડેથી પુરીઓ ચોરી લાવે છે તે રમાનાથ ઝુંટવીને ખાઇ જાય છે તે જોઇ નાના બાળકનું મૃત્યુ અને ગંગાનું કલ્પાંત ત્યાં મૂર આવી ચડે છે અને અનાજની ચોરી માટે ગંગાને રાજદરબારમાં ઘસડી જવા નિર્દયતા બતાવે છે પણ જેમ કોહી ગયેલું વૃક્ષ બળવાન વાયુના ઝપાટાથી ઉખડી પડે તેમ ભુખ અને દુઃખથી પીડાતી ગંગા મૂરના એકજ ધક્કાથી ઇશ્વરના દરબારમાં પહોંચી જાય છે. તે જોઈ રમાનાથને ક્રોધ, મૂરની સામે થવું, મૂરે તેનો જીવ લેવા ધસી જવું એટલામાં મંજુલા સાથે ભગદત્ત આવી ચડે છે તેની પાસે રમાનાથની ફરીઆદ અને મૂરનો તીરસ્કાર પણ જ્યાં સુધી યુવરાજ પદનું તાજ માથાપર છે ત્યાં સુધી ભીમાસુરના હુકમને તાબે થવાનું કહી મૂર તેને દબાવે છે જેથી ભગદત્ત રાજ્યશાસન ઉપરથી હક ઉઠાવી તાજ ફેંકી દઇ પ્રજાના આગેવાન તરીકે મૂરની સામે થાય છે અને રાજકોષમાં જતું અનાજ લુંટી ગરીબ પ્રજાજનોને વ્હેંચી આપે છે. ટેબ્લો.

પ્રવેશ પાંચમો—જંગલ—મિત્રને ખોળવા માટે સહકુટુંબ મુસાફરીએ નિકળેલો ચંદ્રક. પોતાની નાની બ્હેનને સાથે લઇ પોતાને માટે વૈરી ખોળવા નીકળેલા ખદગદ સાથે બાથડી પડે છે. ખદગદ ચંદ્રિકાપર આશક થાય છે તે જોઇ ચંદ્રક ગભરાય છે, બીજી તરફ ચકોર ચકોરીને ભોળવી પોતાની સાથે લઇ જાય છે. આ તરફ પહેલવાનથી ગભરાતા ચંદ્રકને ચંદ્રિકા ચતુરાઇથી છોડાવે છે અને પહેલવાનને બનાવી ખરતો કરે છે. જેથી પતી પત્નીને આનંદ.

પ્રવેશ ૬ ઠો–રાજમહેલ–રમાનાથ પોતાના જાત ભાઈઓને એકઠા કરી જુલ્માટની ફરીઆદ કરવા ભૌમાસુર પાસે જવાનો નિશ્ચય કરે છે ત્યાં મૂર આવી તેમને અટકાવી ભગદત્ત ક્યાં છે તે જાણવા માગે છે તે ન કહેવાથી મૂરને હાથે રમાનાથનું ખુન અને ત્રાસ વર્તાવી ચાલી જવું ત્યાં ભગદત્ત અને મંજુલાનું આગમન મરતા પડેલા રમાનાથની વિનંતીથી ભૌમાસુરના સંહારનો નિર્ધાર સર્વેએ રમાનાથના લોહીથી લીધેલી પ્રતીજ્ઞા. ભૌમનું આગમન, રાણીની સમજાવટ. ત્યાં પ્રજાનો સેવક પ્રજાના હક્કોની માંગણી કરે છે. મૂર તેને મારવા જાય છે. ભગદત્ત પીસ્તોલથી મૂરને મારવા જાય છે. ત્યાં રાણીને ગોળી વાગે છે, માતૃહત્યાથી ભગદત્ત આપઘાત કરે છે ત્યાં કૃષ્ણ ભગદત્તને બચાવે છે.



# અંક ૩ જો.



પ્રવેશ ૧ લો—મહાલય—સત્યભામા રૂક્મિણી અને ભગવતી વાણી વિનોદ કરી રહ્યાં છે ત્યાં ઘણે દિવસે મિત્રની ભાળ મળવાથી હરખાતો ચંદ્રક મિત્રનાં અને શ્રીકૃષ્ણનાં દર્શનાર્થે આવે છે સત્યભામાની દાસી તેના કહેવાથી તેના દુપટ્ટામાંથી સાકર છોડી તે ન જાણે તેમ કોલસા બાંધી દે છે ત્યાં કૃષ્ણચંદ્ર અને ભગદત્ત આવતાં ચંદ્રક ભેટ ધરે છે પણ સાકરને બદલે કોલસા જોઈ યુક્તિ પૂર્વક સવળો અર્થ ઉપજાવી કાઢે છે.

પ્રવેશ ૨ જો—દુર્ગ—અસુરોના ગુરૂ શુક્રાચાર્યે અમૂલ્ય ઔષધીઓના રસથી ભરેલો અમૃતકૂપ કે જેના પ્રતાપે અસુરો શસ્ત્રના ગમે તેવા ઘાવ રૂઝવી શકતા ત્યાં ભગદત્ત મંજુલા અને કૃષ્ણ આવી પહોંચે છે અને આત્મ બલીદાન આપી મંજુલા પોતાના લોહીથી અમૃતકૂપનું જળ નકામું કરી દે છે ત્યાં ઘવાયલા મૂરનું આગમન ભગદત્તને હાથે દ્વંદ્વ યુદ્ધમાં તેનું મૃત્યુ અને કૃષ્ણની શક્તિથી ભૌમના સુવર્ણ દુર્ગનો વિનાશ ટેબ્લો.

પ્રવેશ ૩ જો—આવાસ—ચકોર અને ચકોરીની નિર્દોષ ગમ્મત પછીથી ચંદ્રક અને ચંદ્રિકાને ખોળતો પહેલવાન આવી લાગે છે, ચંદ્રક તેને વૈરીના કપડામાં છુપાઇ ઘોડીસ્વાર બનાવે છે ત્યાં ચકોરની યુક્તિથી ચંદ્રિકા સૈનિક બનીને આવે છે અને પહેલવાનને ધમકાવી તેની બધી મીલકત પડાવી ચકોર સાથે ચકોરીના લગ્ન કરાવી દે છે

પછીથી ભેદ ખુલ્લો થતાં પરીક્ષાને નિરાશા તથા શીખામણ અને બીજાં સર્વને આનંદ.

પ્રવેશ ૪ થો– ગાલવ-આનંદનો [illegible] રાત્રી હોવાથી પોતે કેદ કરી રાખેલી રાજકન્યાઓને [illegible] કરતા દુષ્ટ ભૌમ અત્યાચાર વર્તાવી રહ્યો છે ત્યાં કૃષ્ણ અને ભગદત્તનું આગમન. ભગદત્ત ભૌમની સામે પડતાં [illegible] કિરીટ કુંડળ ઉઠાવી લે છે અને કૃષ્ણ ભૌમની સામે થાય છે ભૌમ મેરુક પાસે અજીત ત્રિશુળ માગે છે પણ તેજ મેરુક કૃષ્ણ સ્વરૂપના ફરી જતાં તેન જ ત્રિશુળથી તેનો સંહાર ભૌમને કૃષ્ણની શક્તિના સાક્ષાત્કાર અને અંતકાળે પશ્ચાતાપ કરતા કૃષ્ણનું શરણ માગતા મૃત્યુ તથા પૃથ્વીનું પ્રકટ થવું. કૃષ્ણની સ્તુતિ. સત્યભામાને પારિજાતક અને કલ્પતરૂનો ઉપહાર. ભગદત્તને રાજ્ય પ્રાપ્તિ અને તેના તથા પૃથ્વીની પ્રાર્થનાથી કૃષ્ણની કૃપા પામેલા ભૌમનું [illegible] માટે મંગળગ્રહનું સ્થાન. મંગળનું મંગળ દર્શન અને સર્વને આનંદ.

## સમાપ્ત.



શ્રી ગણેશાયનમઃ

શ્રી

# પૃથ્વી પુત્ર

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

શ્રી હ - ૐ તત્સત પરમાત્મને નમઃ
હે જગ પાલક તારક વંદન તમ——
નેતિ નેતિ કરે વેદ ઉચ્ચાર
જ્ઞાની જન કોઈ પામે ન પાર
હાની ધર્મની અતિ થાય
ત્યારે જન્મ તું લઈને અધમને નિવારે
ધર્મને કરે રક્ષા તે પ્રભુ! નમઃ——શ્રી હરી.

બાળાઓ—— ૨

ભક્ત ભીડ ભંજન મન રંજન હે શ્રી હરિ
તારતા અનેક ભક્ત સંકટ સઘળાં હરી
ક્રુર કંસ કીચકે અનીતિની સીમા કરી
આપ જગત અવતરી દુષ્ટ અસુર સંહારી
પૃથ્વી પુણ્ય મય કરી........................ભક્ત

કામપેણુ માતા સંતાપી સહસ્રાર્જુન પાપી
ભારતની ભૂમીના ભાર રૂપ ક્ષાત્રને હણી
ગૌપાળી કર પરશુધારી ગર્વ શત્રુનો હરી
પાપનો પ્રલય કરી સુખ રવી ઉદય કરી
ધર્મનો જય જય કરી..........................ભક્ત

ભગવતી અને સખીઓ--૩

ઉ.માં અંકુર કેવા ઉગે આવાર
પળપળ તેના પર હું કરતી વિચાર—
દ્રગથી દેખાય નહીં હૃદયથી વંચાય
અંગરંગ બદલાતા વિધવિધ પેખાય
શરીરમાં રોમાંચ થાય એને વારવાર—પળપળ.
કંચુકી તણી કસ તૂટી જતી
પીન પયોધરની શું વિચિત્ર ગતિ.
મમ ગાત્ર શિથિલતા આ શી અતી
ગજ ગતિ સમ અતિશય મંદગતિ
ગોર ગાલપર લાલ શેરડા શા પડે
ચપળ ચક્ષુ મૃગ સમાન મારી થઈ ખરે
અંતરની ભાવનાનાં ખોલ્યાં ક્યાં દ્વાર—

## ભગવતી અને સખીઓ—૪

સંદેશા છાના છાના લાવે અંતરના ભેદ બતાવે
યૌવન મદઘેલી આંખડી—
જુઠી યૌવનનું જુઠું આળ ચડાવે હૈયે તે હોઠે આવે
અંતરના ભેદ બતાવે અ. અધ ઢળેલા આંખડી—
દીધાં કોણે આ સુંદર ઉરજ રસાળાં કરમાણી ક્યે ઉરમાળા
શાથી શાથી કહે બાળા આ ઘેન ભરેલી આંખડી—
જામિની જાગી ઉરે કંઇ જ્વાળા ઢાળી રહી સખી તેજ ઉછાળા
ત્યાં કરમાણી ઉરમાળાની પાંખડી—

## ભગવતી અને ભગદત્ત—૫

સંત સ્નેહી છો સાચા સુજાણજો
બની નિર્મળ કોઇ નિર્મળાને તારજો
પ્રભુ પ્યારનો સંસાર પરિવારજો
શુદ્ધ નિર્મળતાનો એ વ્હેવારજો
સત્ય વચન ભગવતી એ ઉરને સમજાયજો
નિર્મળ તરંગો કાંઇ અંતર ઉભરાયજો
નિર્મળ સ્નેહી જનનના નિર્મળ છે ધામજો—નિર્મળ છે

## ચંદ્રક અને ચંદ્રિકા—૬

લગનાની લગનીથી લોકો વગન મરી લપટાવે
મુરખ માનવ માયામય થઈ મૃગજળ પાછળ જાય
જુઠ્ઠી જગની માયા દેખી દૂર થાયે ડહ્યા
જગનાથે આ જગમાં સરજી કાયા સંગે માયા
હરિહરને બ્રહ્મા જેવા પણ માયા પૂંઠે ધાયા
શીતળ માયા છાયા વ્યર્થ શું થઓ ડાહ્યા
ગૃહ સંસારનું દુઃખ જોઈને જંગલ મંગળ કરતા
ત્રિયાના તાપે ત્રિલોચન વનમાં તાપ આચરતા
વનિતા વિષની વેલી એમાં શી આનંદ કેલી
ભરમાયા ભામાનાં ભોગા ભાન ભૂલીને ભમતા
જ્ઞાન મહા જ્ઞાની છો તેથી આ ગુણ યતિને ગમતા
વલ્લભ હયો વિચારી અમે ભોગા બ્રહ્મચારી.

## ચંદ્રક અને ચંદ્રિકા—૭

મીઠા મીઠા સંસારીયાના લ્હાવા લૂટોને પ્રાણ મારા
હાવ ભાવ ભૂલાવે બ્રહ્મચારી લટકે લોભાવનારાં
આ મોંઘા જોબનીયા આમાં રે રંગ રેલો રસીક
નયનતાગ—મીઠા
ભાન ભૂલે ભલભલાઓ માનુની મનહારમા
માનો મોહન માન મૂકો ગડુ ન રહીયે ભારમાં
બળ્યું છેક છો અજાણ પ્રેમના પ્રકારમાં
નરને નમાવે આવાં નખરેથી કરે મ્હાત } —મીઠા.
કહેવાય તોય અબળા અજાયબાની વાત }

## ભગવતી અને સખીઓ—૮

નવીન પ્રેમ રસભીની મૃગનયની ભાન તું ક્યાં ભૂલી આવી
શાણી સલુણી મદન મદ મીણી કોણે તને ભરમાવી બ્હેન-ભાનતું
સરવર તટપર જલકીડા-મેં સહુ જ સખી અંતા આવી
ચંપક છાયે ઉભા … એને નયનોએ ભરમાવી
અરસપરસ અમ આંખ મળી … નયનોએ લલચાવી—બ્હેન
માર્ગે જતા મળ્યો મધુકર નિકટ ગઈ અણજાણી
મદભર રસીકા રસ લૂટતાં રસ ઘેન મહીં ઘેરાણી
મન ગમતાના મોજમજામાં કુરંગણી વીખરાણી
બ્હેન ભાન તુ ત્યાં ભુલી આવી—

## ભગવતી, ભગદત્ત, સખીઓ ૯

મારી મીઠડા બોલા મેના મીઠું બોલ (૩)
તારે ઉર ઉમળકા શાના અ . ર બોલ ૩)
લજ્જાવતી તું શી લજવાતી પ્રિયજન પાસે કાં શરમાતી
વ્યર્થ વીતવતી મુગ્ધ ભાવમાં સમય અતિ અણમોલ—
મીઠા બે બોલ (૩)
હૃદય હૃદયને વ્હાલે વધાવે લજ્જા તેમાં આગળ આવે
સ્નેહાલીંગને દૂર હઠાવો આપ પ્રણયના કોલ—મીઠા.

ચંદ્રકે— ૧૦

હક તાલકી બંદગી છોડ દે કે જર સાથ નજર તું જોડતા હય
નાદાન એ કયું તન નાવ તેરા દરીના કે બીચ ડુબાવતાં હય
નિત ખેલત ખેલ બગીચનમેં મૃગનયનીસે નયન મીલાવતા હય,
નાદાન એ કયું તન નાવ તેરા દર્યાકે બીચ ડુબાવતા હય.
જો આજ કરના હયસો અબ કરો કયું કલકાખ્યાનતુંલાવતાહય,
નાદાન એ કયું તન નાવ તેરા દરીયાકે બીચ ડુબાવતા હય.

ચંદ્રક અને ભગદત્ત ૧૧

નથી પરવા જીવન ધનની ફના અંતે થનારૂં છે
તો સ્વામીના વચન પરથી સમપણ સૌ અમારૂં છે—
અખિલ જગમાં વિરલ મિત્રો વિરલ આત્મા સમર્પણ છે
પરમાર્થે આ જીવન દેવું વિરલ જનનેજ પ્યારૂં છે—
બને સુરમો નયનનો તો નયન મારાં ધરૂં ચરણે
બને જુતાં ત્વચાના તો શરીર સ્વામી તમારૂં છે—



# અંક ૨ જો.



### રૂક્મિણી અને સખીઓ—૧૨

હું તો ભૂલી પડી વ્રજ કુંજમાંરે
મીઠી બંસરીનો નાદ સંભળાય—હું તો
વિશ્વનાદે ડોલે ચઢી હૃદ હીંડોળે
ગગન પ્રેમ તણી ઝલક શી છવાય
  નાચ નચાવે વિશ્વને વિશ્વ ઝુલાવણહાર
  હૃદય તણા સ્વામી છતાં ન્યારા હૃદયાધાર
શ્યામ પાસેને આઘા જણાયે
પરિબ્રહ્મ તણું તત્વ ન કળાયે

### સત્યભામા અને કૃષ્ણ—૧૩

પ્રીતિ નથી ત્યાં કલહ શો માયા નથી ત્યાં માનશાં
જ્યાં સ્નેહ મંદિર સૂન્ય છે ત્યાં સ્નેહનાં સન્માનશા
જ્યાં સ્નેહ કેરી કદર નહીં ત્યાં હૃદયનાં રસપાનશાં
ચપળા હૃદય ચંચળ અતી ત્યાં ભાવનાનાં ભાનશાં
જાણ્યા જીવન તમને જાણ્યા પ્રપંચી પીછાણ્યા
  શાને માયા લગાડી ઘનશ્યામ

નહોતું જાણ્યું તમારા પ્રેમમાં પસ્તાવું પડશે
હું શું જાણું કે મારા ભાગ્યમાં એ આવી નડશે
ઢાળો સલુણી શાણી નયનો અણીયાળાં શાને
વચનોના બાણુ મુગ્ધે મારો મરમાળાં શાને
જીવન તમને જાણ્યા.

ભગદત્ત અને ભગવતી -૧૪

તવ ચરણે પ્રિયજીવન તનમન કરતી સમર્પણ વ્હાલા
જય કલગીએ વળજો પ્રિયતમ વાટ નીરખશે બાળા—
રણઘેલા રણ ગમન તમારાં વિશ્વ વિજય કરનારાં
દિવ્ય કુસુમે આજ વધાવો દેવો પ્રિયકર મારા—
વિમળ તવ હિત કરનારાં પ્રિય મંગળ કરનારાં
અંતર ભરતાં અવનવી ભરતી હૃદયની, બોલ રસાળા—

સાધુઓ— ૧૫

મુખડા ક્યા દેખે દરપનમેં કછુ દયા ધરમ નહીં મનમેં—
ચુવા ચંદન અબીર અરગજા શોભે ગોરે તનમેં
ધન જોબન ડુંગરકા પાની ઢલ જાવેગા છનમેં—મુખડા
કાડી કૌડી માયા જોડી સુરત રહે નીજ ધનમેં
દશ દરવાજે ઘેર લીયે જમ રહે ગઈ મનકી મનમેં—મુખડા

અલખદાસ અને ચંદ્રક—૧૬

બોલનમેં નર સોહત હય ઓર ઉસે ન તો પશુ કે સબહી હય
ઇસ બમનપર થુત જાજા ભૂત ચુગ અબધુત ધુત—
સંડા મુસંડા હય ભેંસેકા અંડા
કર દુંગા શર તેરા ડંડેસે ઠંડા ઇસ જોગીપર થુત—
બુરા બમનકા કાયદા જગતમે સબકો સતાવેગા
બાવાજી આ કોપ તમે શો કર્યો.
જોગી વેશ બાપુ શીદને ધયો—ઇસ બમનપર.

ભગદત્ત— ૧૭

આખા જગતના ધર્મથી પણ દેશની સેવા વધી
જીતી લીધી પ્રીતિ પ્રજાની તો જીતી દુનીયા બધી
રાખો પ્રજાને દુઃખમા સુખ ભોગવ્યું જખ મારવા.
રૈયત ન રાજી હોય તો રાજા થવું જખ મારવા.

સ્વતંત્રતામય જીવન અમારાં
સ્વદેશ ભક્તિ સ્તવન અમારાં
ન રાજસત્તા ન એ સિંહાસન
પ્રજાને કારણ ન પ્રાણ પ્યારાં—

## ચંદ્રક ચંદ્રિકા અને ચકોર—૧૮

નારી સાનમાં સમજાયે અઘટીત ઘટના બતલાવે
ઘડીક હસતી ઘડીક રડતી ઘડીક નયન નચાવે
જુદાજુદા બહુ વેશ ભજવે ચાતુર ચીત લલચાવે—અઘટીત.

( એમ નહીં ત્યારે ? )

નર નારીને ભરમાવેરે નિત્ય ઘાટ નવા ઘડી આવે
પુરૂષ પરે વિશ્વાસ કરે તે પ્રેમદા અતિશય ભોળી
હથેળીમાં ચાંદ બતાવી પીવા પુરૂષને ઘોળી
નો નારીને નમતા આવે—
અહીં એ જણુ વેશ ભજાવે જુનો મારો નાનો ઢીચરીયો આવે
બાચડી લેવા આવ્યો પણ જયાં બ્હેનનું પોગળ જોશે
ઓટાળો ખુલ્લો થાશે તો પોક મૂકીને રોશે
અહીં કોને કોણ ભૂલાવે—



# અંક ૩ જો.



**ગોપીઓ.—** ૧૯

આવી આવી વસંતની બહાર સૂની મારી સેજલડી
તોયે આવ્યા ન હૈયા કેરા હાર સૂની મારી સેજલડી
લાવો લાવો સમજાવી સુંદર શ્યામ શ્યામ શ્યામ
આવો આવો અંતરના આરામ સૂની મારી સેજલડી—

મીઠા બોલી કોકિલા કરે મધુર ટહુકાર
વીરહે વ્યાકુળ વલ્લભા દેતી શ્રાપ હજાર

મન ગમતા મોહનલાલા અંતરના વિહ્વળ વ્હાલા
પ્રીતિ ધારા વરસાવો શાને તરસાવો
ફૂલ શૈયા સોહાવો ફુલ બાગ પીધે પ્રાણ
આ સૂની મારી સેજલડી—

**અંધક—** ૨૦

લોકો કહે છે કૃષ્ણ કર્તા અકર્તા સાક્ષાત છે
તો ધ્યાન દઈને સાંભળો આ અજાયબીની વાત છે—
ખાંડવને બાળ્યું અર્જુને લંકા હતી સોના તણી
હનુમાનજીને પૂંછડે ત્યાં આદર્યો ઉત્પાત છે—

બાળ્યો નકામો કામને એભાનમાં શ્રી શંકરે
દારિદ્ર જગનું બાળવા ના કોઇની તાકાત છે—
આ કોલસાના ભેદ એ દારિદ્ર બાળો દેશનું
જો કૃષ્ણથી એ ના બન્યું તો અજાયબીની વાત છે—
બ્રહસ્પતિ સમ વિદ્વતામાં વિપ્ર આ સાક્ષાત છે
ઉલટા તણું સુલટું કર્યું એ અજાયબીની વાત છે—

## ચકોર અને ચકોરા— ૨૧

માળ મોતીડાની મોઘા મંગાવજો
કંથ કોડીલા કંઠે પહેરાવજો
ચોળી કસુંબી રંગે રંગાવજો
સાડી સુંદર શરીરે સોહાવજો
હોંશીલા હીરાની બંગડી બનાવજો
કોમળ કર કુંદનને કંકણે દીપાવજો
હાર હીરા માણેકે મઢાવજો--માળ.
નીત્ય મીષ્ટ ભોજનીયાં ભાવે જમાડજો
આછાં આછાં ફુલડાંની વેણી ગુંઠાવજો
સદન વીજળીની જોતે સોહાવજો
મીઠાં જોબનનાં જાંબુ ખવરાવજો—માળ.

## ચંદ્રક અને ખદબદ— ૨૨

ખદબદજી બળી ગયું પરણવાનું
આવું નંગ નથી મળવાનું—ખદબદજી

બગલાને કાકાકૌઆનું જોડું ક્યાં મળવાનું
તાડ ઉપર માળો બાંધીને લઈશું સુખ હવાનું—

ચંદ્રક, ચંદ્રિક, ચકોર વગેરે—૨૩

શા ગુણ ગાઈયે સુખ દેનાર ટોપાની છે બલીહારી
નિશાળમાં મ્હેતાજી પહેરે મુની જી પેઢીનાં
રમત ગમતમાં રાજા પહેરે બાધુ સૌ પરવારી—ચાર
ચોર લુટારા ખુની એથી ઉભા પુછડીયે ન્હાસે
ત્રાસે દુર્જન તે ટોપીને નમીયે ટોપી ઉતારી—ચાર.



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજને મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં

| | | | |
|---|---|---|---|
| ૧ | વીર ઘંટાકર્ણ નાટકનાં ગાયનો | | ૦ ૪ ૦ |
| ૨ | વિર વિજય | .. | ૦ ૪-૦ |
| ૩ | ભોડાંબુ | . . | ૦ ૪ ૦ |
| ૪ | વનરાજ | . | ૦ ૪ ૦ |
| ૫ | વિજય ક્રિમ | .. . | ૦ ૪ ૦ |
| ૬ | કુમારપાળ | . . | ૦ ૪ ૦ |
| ૭ | શંકરાચાર્ય | .. .. | ૦- ૪ ૦ |
| ૮ | શકુંતલા | .. . | ૦ ૪ ૦ |
| ૯ | વીર કુણાલ | .. . | ૦-૪-૦ |
| ૧૦ | કુસુમચંદ્ર | .. .. | ૦- ૪, ૦ |

માલેક:-શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.